ધી ગ્રંથમાળા                                                મણકો ૪ થો.

# નીતિધર્મ અને સર્વોદય.



લખનાર:- મોહનદાસ કરમચંદ ગાંધી.

ાંડીવ સાહિત્ય મન્દિર, સુરત.

ગાંધીગ્રંથમાળા

મણકો ૪ થો

# નીતિધર્મ અથવા ધર્મનીતિ

અને

# સર્વોદય


લખનાર-

મોહનદાસ કરમચંદ ગાંધી.



પ્રગટકર્તા-

ગાંડીવ સાહિત્ય મન્દિર

કેળાંપીઠ-સુરત.

/ ૦-૯-૦

આવૃત્તિ બીજી
પ્રત ૨૦૫



મુદ્રક–પ્રકાશક

ઈશ્વરલાલ મૂ. વીમાવાળા

ગાંડીવ મુદ્રણાલય

ગાંડીવ સાહિત્ય મંદિર

કેળાંપીઠ–સુરત.

ઈ. સ. ૧૯૨૩

સંવત ૧૯૭૯

# બે બોલ

ગાંધી ગ્રંથમાળાનો ત્રીજો મણકો "સ્ત્રીઓના ઉદ્ધારક તથા બીજા લેખો" આશરે બે માસ ઉપર બહાર પાડ્યા બાદ આ ચોથા મણકા રૂપે ગાંધીજીના સ્વહસ્તે લખેલા બે અતિ સુન્દર અમૂલ્ય લેખો ગુજરાતને ચરણે ધરતાં આનંદ થાય છે.

નીતિધર્મ અથવા ધર્મનીતિ વાળો લેખ પ્રથમ આફ્રિકાવાળા ઈંડિયન ઓપિનિયનમાં છપાઈ ત્યાં જે પુસ્તકરૂપે બહાર પડેલો તેની આ અક્ષરશઃ પુનરાવૃત્તિ છે.

સર્વોદય વાળો લેખ પણ પ્રથમ આફ્રિકામાંજ છપાયેલો; ત્યાર બાદ સત્યાગ્રહ વખતે ઈ. સ. ૧૯૧૯ માં મુંબાઈમાં તેની આવૃત્તિ થઇ હતી. ભાઈ ઈન્દુલાલ યાજ્ઞિકે એમાંના ટુકડાઓ હિન્દસ્વરાજની સાથે છપાવ્યા છે. પરન્તુ સંપૂર્ણ સર્વોદયની પુનરાવૃત્તિની ગુજરાતને જરૂર હતી. નીતિધર્મ અને સર્વોદય એ બેમાં વાંચનારને તુરતજ દેખાઇ આવશે તેમ વિષયનું સરખાપણું

છેજ. આથી એ બન્નેને જોડી તેનું એક પુસ્તક કરવામાં જરાયે વાંધા જેવું લાગ્યું નથી.

અત્યારે ગુજરાતી ભાષામાં નીતિ તથા ધર્મ વિષેના ઉચ્ચ કોટીના વિચારોના વિવરણ વાળું એકકે સારૂં પુસ્તક ધ્યાનમાં નથી; તે વખતે આ પુસ્તક તેની ખોટ પૂરશે એમ આશા રહે છે.

આશા છે કે ગુજરાત આ પુસ્તકને આવકાર આપશે.



## આવૃત્તિ બીજી

એપ્રિલ ૧૯૨૨ માં પ્હેલી આવૃત્તિ બહાર પડેલી. ફેબ્રુઆરી ૧૯૨૩ માં બીજી આવૃત્તિ બહાર પડે છે. ગુજરાતે આ પુસ્તકનો સારો સત્કાર કર્યો છે એમ કહીએ તો અતિશયોક્તિ નથી.

જેમ બને તેમ સાહિત્ય સસ્તી કિંમતે બ્હાર પાડવું એ ભાવનાથી અત્યાર સુધી અમે અમારાં પુસ્તકોમાં સસ્તો રદ્દ કાગળ વાપરતા. વાંચનારી આલમને એ

પસંદ પડ્યું નથી. દરેક દિશામાંથી ચાલુ આગ્રહ થવાથી અમે હવેથી અમારાં પુસ્તકોને જેમ બને તેમ દેખાવડાં, સુઘડ અને સુન્દર સ્વરૂપમાં બહાર પાડવા નિશ્ચય કર્યો છે. તેનાં આછાં પગરણ આ પુસ્તકમાં ગુજરાત જોશે. છતાં કિમ્મતમાં પ્રમાણપૂરતોયે વધારો કર્યો નથી.

ભવિષ્યમાં આવું અને આથીયે વિશેષ સુંદર સાહિત્ય ગુજરાતને ચરણે રજુ કરવાની આશા–અભિલાષા સાથે વિરમિયે છીએ.

સાહિત્યસેવાભિલાષી

વ્યવસ્થાપક

**ગાંડીવ સાહિત્ય મંદિર**

**વસંત પંચમી**
**૧૯૭૯**



## અમારા એજંટો

વર્ધમાન એન્ડ સન્સ
પાયધૂની—મુંબાઈ.

મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે
રાષ્ટ્રીય સાહિત્ય કાર્યાલય
પ્રજાકીય સાહિત્ય મંદિર
—અમદાવાદ

સ્વદેશી સ્ટોર્સ
—નવસારી.

કવિ વલ્લભજી સુંદરજી
—રાજકોટ.

તથા

સર્વ પ્રતિષ્ઠિત બુકસેલરો.

# મૂળ પ્રસ્તાવના.

આજકાલ દુનિયામાં પાખંડ વધી ગયો છે. ગમે તે ધર્મનો માણસ હોય તે ધર્મનું ઉપરટપકું રૂપ માત્ર વિચારે છે. અને પોતાની ખરી ફરજ ચૂકી જાય છે. પૈસાનું અત્યંત સેવન કરવામાં બીજા માણસોને શું દુઃખ પડે છે, અથવા તો પડશે તેનો ખ્યાલ આપણે ભાગ્યેજ કરીએ છીએ. અત્યંત કોમલ નાનાં પ્રાણીઓને મારી જો કોમળ મોજાં બની શકે તો તેનાં મોજાં પહેરવામાં યૂરોપની અબળાઓ જરાયે આનાકાની કરતી નથી. મિ. રૉકફેલર કે જે દુનિયામાં તવંગર માણસોમાં પહેલી પાયરી ઉપર ગણાય છે, તેણે પૈસો એકઠો કરતાં નીતિના ઘણા કાનૂનોનો ભંગ કર્યો છે, એ વાત જગતપ્રસિદ્ધ છે. આમ ચોમેર જોવાથી યૂરોપ તથા અમેરિકામાં ઘણા માણસો ધર્મની વિરૂદ્ધ થઈને બેઠા છે. તેઓ એમ દલીલ કરેછે કે જો દુનિયા કોઇ પણ ધર્મ હોય, તો જે દુરાચરણ વધી પડયું છે તે વધવું જોઇએ નહિ. આ વિચાર ભૂલભરેલો

છે. માણસના હુમ્મેશના મહાવરા મુજબ પોતાનો વાંક ન વિચારી પોતે હથિયારને દોષ આપે છે, તેમ માણસો પોતાની દુષ્ટતાનો વિચાર ન કરતાં ધર્મજ ખોટો એમ કહી સ્વચ્છંદપણે જેમ ફાવે તેમ વર્તે છે. અને કહે છે. આવું જોઇને હાલ અમેરિકા તથા યૂરોપમાં ઘણા માણસો નીકળ્યા છે કે જેઓ આમ બધા ધર્મનો નાશ થાય તો દુનિયાને મોટું નુકસાન પહોંચશે, અને અને લોકો નીતિના રસ્તા છોડી દેશે એવી ધાસ્તીથી (તેઓ) જુદે જુદે રસ્તે લોકોને નીતિ પર લાવવા મથી રહ્યા છે. એવી એક મંડળી નીકળી છે કે જેણે બધા ધર્મોનું સશોધન કરીને એવી હકીકત રજુ કરી છે કે બધા ધર્મ નીતિ તો શીખવે છેજ; એટલુંજ નહિ પણ તે ધર્મોનો આધાર ઘણે ભાગે નીતિના નિયમો ઉપરજ રહે છે. અને માણસ અમૂક ધર્મ માને અથવા તો ન માને તો પણ તેણે નીતિના નિયમો નહિ પાળી શકાય તો તેવા માણસો આ દુનિયામાં કે પર દુનિયામાં પોતાનું કે બીજાનુ સારૂં કરી શકવાના નથી. જેઓ પાંખડ મતોને લઈને ધર્મ માત્રને તિરસ્કારની નજરથી જોય છે, તેવા માણસને પહોંચી વળવું એવો આ મંડળીનો હેતુ છે. તેઓ બધા ધર્મોનો સાર કાઢી તેમાંથી માત્ર નીતિના વિષયોજ ચર્ચે છે. આવા મતને તેઓ નીતિધર્મ અથવા “ એથીકલ રીલિજીયન ” એવું નામ આપે છે. આ મંડળીનું કામ કોઈ પણ ધર્મનું ખંડન કરવાનું નથી, તે મંડળીમાં ગમે તે ધર્મના

દાખલ થઈ શકે છે અને થાય છે. તે મંડળીનો લાભ એ મળે છે કે તેવા માણસો પોતાના ધર્મને વધારે વળગી રહે છે, અને તેમાં જે નીતિની બાબત શિક્ષણ હોય છે તેની ઉપર વધારે ધ્યાન દે છે. માણસે નીતિ જાળવવી. અને તેમ ન થાય તો દુનિયામાં બંધારણ તૂટશે અને છેવટે મહાન નુકસાન થશે એમ તેઓ દૃઢ મનથી માને છે, મિ. સૉલ્ટર કરીને અમેરિકાના વિદ્વાન ગૃહસ્થ છે. તેણે એક પુસ્તક બહાર પાડયું છે કે જે ઘણું ખુબીદાર છે; તેમાં ધર્મની ચર્ચા જરાયે નથી, પણ તેમાંનો બોધ બધા માણસોને લાગુ પડી શકે છે. એ પુસ્તકના લખનારની બાબત એટલુંજ કહેવાની જરૂર છે કે જેટલું કરવાની સલાહ તે આપણને આપે છે તેટલું તે પોતે કરે છે, અમે વાંચનારની પાસે એટલું માંગીએ છીએ કે જે કંઇ પણ નીતિવચન તેને ખરા લાગે તે પ્રમાણે વર્તવા તેણે પ્રયત્ન કરવો તો અમારો આ પ્રયાસ અમે સફળ થયો ગણીશું.



# ૧ શરૂઆત.

જેથી આપણે સારા વિચારો ઉપર આવી શકીએ છીએ તે આપણી નીતિનું ફળ છે એમ ગણાય. દુનિયામાં સાધારણ શાસ્ત્રો દુનિયા કેવી છે તે બતાવે છે. નીતિનો માર્ગ દુનિયા કેવી હોવી જોઈએ તે બતાનાર છે. એ માર્ગ વડે માણસે કેમ વર્તવું એ જાણી શકાય છે. માણસના મનની અન્દર હમ્મેશાં બે બારીઓ રહેલી છે; એકમાંથી પોતે કેવો છે તેને જોઈ શકે છે. અને બીજી બારીએથી તે કેવો હોવો જોઇએ તેનો તેને ખ્યાલ આવી શકે છે. શરીર મગજ અને મન એ બધા નોખા નોખા તપાસવા એ આપણું કામ છે, પણ તેટલેથી અટકી જઇએ તો એવું જ્ઞાન મેળવ્યા છતાં આપણે કાંઇ ફાયદો લઈ શકતા નથી અન્યાય, દુષ્ટતા, અભિમાન વિગેરેથી શું પરિણામ આવે છે. અને જ્યાં એ ત્રણ વસ્તુ હોય ત્યાં કેવી ખરાબી થાય છે, એ જાણવાની પણ જરૂર છે. અને જાણ્યાથીયે બસ નથી; પણ જાણ્યા પછી તે પ્રમાણે કરવાનું છે. નીતિનો વિચાર તે આર્કીટેકટના નકશાની માફક છે તે નકશો ઘર કેમ બનાવવું તે બતાવે છે. જેમ ચણતર કર્યું હોય તો નકશો નકામો થઈ પડે છે, તેમ નીતિવિચાર પ્રમાણે આચરણ ન કર્યું હોય

તો નીતિનો વિચાર નકશાની જેમ કામ વગરનો થાય છે. ઘણા માણસો નીતિનાં વચનો યાદ કરે છે, તે વિષે ભાષણો કરે છે, પણ તે પ્રમાણે ચાલતા નથી અને ચાલવા માંગતા પણ નથી. કેટલાક વળી એમજ માને છે કે નીતિના વિચારો અમલમાં લાવવા તે આ દુનિયામાં નહિ પણ મરણ પછી પરદુનિયામાં. આ કાંઈ વખાણવા લાયક વિચાર ગણાય નહિ. એક વિચારવાન માણસે કહ્યું છે કે જો આપણે સંપૂર્ણ થવું હોય તો આપણે આજથીજ ગમે તે દુઃખ સહન કરીને નીતિ પ્રમાણે ચાલવાનું છે. આપણે આવા વિચારોથી ભડકી જવાનું નથી, પણ આપણી જવાબદારી સમજી તે પ્રમાણે વર્તવામાં ખુશી થવાનું છે. મોટો યોદ્ધો પેમબ્રોક જ્યારે ઓબેરોકની લડાઇ વખતે, લડાઇ બાદ, અર્લડારબીને મળ્યો, ત્યારે અર્લડારબીએ તેને ખબર આપ્યા કે લડાઇ જીતાઈ ગઇ છે. એ ખબરથી પેમબ્રોક બોલી ઉઠયો, "તમે મારી તરફ વિનય નથી વાપર્યો. મને જેનું માન મળત તે તમે મારા હાથમાંથી છીનવી લીધું છે. મને લડાઈમાં બોલાવ્યો તો પછી મારા આવવા પહેલા લડાઈ લડવી ન હતી." અ.મ, જ્યારે જવાબદારી લેવાની હોંશ નીતિમાર્ગમાં માણસને થાય ત્યારેજ તે તે રસ્તામાં ચાલ્યા જશે.

ખુદા અથવા ઇશ્વર સર્વ શક્તિમાન છે, સંપૂર્ણ છે, તેની સરસતાનો, તેની દયાનો, તેના ન્યાયનો પાર

નથી, જો એમ હોય તો આપણે જેઓ તેના બંદા ગણાઈએ તેઓ નીતિ માર્ગ તો કેમજ છોડી શકીએ? નીતિનું આચરણ ચાલનાર નિષ્ફળ થાય તેમાં કાંઇ નીતિનો વાંક નથી, પણ જેઓ નીતિભંગ કરે છે તેઓએ પોતાના ઉપર વાંક ઢોળવાનો છે.

નીતિમાર્ગમાં નીતિ જાળવીને તેનો બદલો મેળવવાની વાત આવતીજ નથી. માણસ કાંઇ ભલું કરે છે તો તે શાબાશી ખાટવાને સારૂ નહિ, તે ભલું કર્યા વિના નહિ રહી શકે. તેને સારૂ ખોરાક અને ભલાઇ એ બન્નેની સરખામણી કરતાં ભલાઇ એ ઉંચા પ્રકારનો ખોરાક છે, અને જો ભલાઇ કરવાની, તેવા માણસને બીજો કોઇ માણસ તક આપે તો તક આપનાર માણસનો, ભલાઈ કરનાર આભારી બને છે, જેમ ભૂખ્યો અન્ન આપનારને દુઆ દે છે તેમ.

આવા નીતિ માર્ગની વાત કરતાં સાર ઉપરટપકે માણસાઈ કેળવવી એવો તે માર્ગ નથી. તેનો અર્થ એમ નથી કે આપણે જરા વધારે મહેનતુ થવું, વધારે કેળવણી લેવી, વધારે સ્વચ્છ રહેવું, વિગેરે. એ બધું તો તેમાં આવે છે પણ એતો માત્ર આપણે સરહદ ઉપરજ પહોંચ્યા જેવું થયું, એ શિવાય ઘણું આ માર્ગની અન્દર માણસે કરવું રહ્યું છે, અને તે બધું તેની ફરજ રૂપે, તેવો તેનો સ્વભાવ છે તેમ સમજીને, નહિ કે તેમ કરવાથી તેને નફો ખાટવાનો છે તેથી.

# ૨ ઉત્તમ નીતિ.

નીતિ વિષેના ચાલતા વિચારો ભાગે નહિ કહેવાય. કેટલાક એમ માનેછે કે નીતિની બહુ દરકાર નથી. કેટલાક વળી એમ માને છે કે ધર્મને તથા નીતિને સંબંધ નથી. પણ દુનિયાના ધર્મો તપાસતાં દેખાઇ આવે છે કે નીતિ વિના ધર્મ નભી શકે નહિ. ખરી નીતિમાં ધર્મનો સમાવેશ ઘણેભાગે થઇ જાયછે. જેઓ પોતાના સ્વાર્થને અર્થે નહિ પણ નીતિને ખાતર નીતિના નિયમો જાળવેછે તેમને ધાર્મિક ગણી શકાય. રૂશિયામાં એવા માણસો છે કે જે દેશના ભલાને ખાતર પોતાની જીંદગી અર્પણ કરે છે આવા માણસો નીતિવાળા સમજવા. જેરેમી બેન્થમ જેણે ઇંગ્લેંડને સારૂ ઘણા સરસ કાયદાના નિયમો શોધી કાઢ્યા, જેણે ઇંગ્રેજી પ્રજામાં કેળવણી ફેલાવવાના મોટો પ્રયાસ કર્યો, અને જેણે કેદીઓની સ્થિતિ સુધારવામાં જબરદસ્ત ભાગ લીધો તે પુરૂષ નીતિવાન ગણી શકાય.

વળી ખરી નીતિનો એ નિયમ છે કે આપણે જાણતા હોઇએ તે માર્ગ લેવો એટલું બસ નથી, પણ જે માગ ખરો છે એમ આપણે જાણતા હોઇએ તે માર્ગથી આપણે વાકેફ હોઇએ અથવા નહિ, તો પણ આપણે તે લેવો જોઇએ. એટલે કે જ્યારે આપણે જાણતા હોઇએ, કે અમુક માર્ગ ખરો છે, ત્યારે આપણે નિર્ભય થઇ તેમાં

ઝંપલાવવાનું છે એવી નીતિ જળવાય, તોજ આપણે આગળ વધી શકીએ છીએ. એટલે નીતિ તથા ખરો સુધારો અને ખરી ચઢતી તે હમ્મેશા એક સાથે જોવામાં આવે છે.

આપણી ઇચ્છાઓ તપાસીશું, તો પણ આપણે જોઇશું, કે જે વસ્તુ આપણી પાસે હોય છે તે લેવાપણું રહેતું નથી. જે ચીજ આપણી પાસે નથી હોતી તેની કિમ્મત આપણે સદાય વધારે ગણીએ છીએ. પણ ઇચ્છા તે બે પ્રકારની છે. એક તો આપણો પોતાનો સ્વાર્થ સાધવાની. આવી ઇચ્છા પાર પાડવાનો પ્રયત્ન કરવો તેનું નામ અનીતિ. બીજા પ્રકારની ઇચ્છાઓ એ છે કે આપણે હમ્મેશાં સારા થવા તરફ અને પારકાનું ભલું કરવા તરફ વલણ રાખીએ છીએ. આપણે જે સારૂં કરીએ તેથી કદિ છલકાઇ જવાનું નથી. તેની કિમ્મત આપણે કરવાની નથી પણ વધારે સારા થવાની અને વધારે સારૂં કરવાની ઇચ્છાઓ નિરંતર કર્યા કરવી. આવી ઇચ્છાઓ પાર પાડવાને કરેલું વર્તન તેનું નામ ખરી નીતિ.

આપણી પાસે ઘરબાર ન હોય તેમાં કાંઈ શરમાવાપણું રહેતું નથી. પણ ઘરબાર હોય તેનો ગેરઉપયોગ કરીએ, ધંધો મળે તેમાં લુચ્ચાઇ કરીએ, તો આપણે નીતિનો માર્ગ ચૂકીએ છીએ. જે આપણે કરવું ઘટે છે તે કરવું તેમાં નીતિ રહેલી છે. આમ નીતિની જરૂર છે તે કેટલાક દાખલા વડે આપણે

૧૦૨૨૭



સાબીત કરી શકીએ છીએ. પ્રજા અથવા કુટુંબમાં અનીતિનાં બીજ જેવાંકે, કુસંપ, અસત્ય વિગેરે જોવામાં આવે છે તે કુટુંબો પડી ભાંગ્યાં છે. વળી ધંધા રોજગારનો દાખલો લઇએ તો આપણે જોઈશું, કે એવો માણસ એક નહિ જોવામાં આવે કે જે એમ કહેશે કે સત્યતા નહિ જાળવવી. ન્યાય અને ભલાઇ એની અસર કંઇ બહારથી નથી થઇ શકતી, પણ તે આપણામાંજ રહેલ છે. ચારસેં વરસ પહેલાં યૂરોપમાં બહુ અન્યાય અને અસત્ય પ્રબળ હતાં અને તે વખત એવો હતો કે એક ઘડીભર માણસો શાંતિમાં રહી શકતા નહતા. આમ બનવાનું કારણ એ હતું કે લોકોમાં નીતિ નહતી. બધા નીતિના નિયમોનું દોહન કરીએ તો એમ જોઇશું કે માણસ જાતનું ભલું કરવાનો પ્રયાસ કરવો એજ ઉંચી નીતિ છે. એ ચાવીથી નીતિ રૂપી પેટીને ખોલી જોતાં નીતિના બીજા નિયમો આપણને તેમાં મળી આવશે.

આ નિબંધોની નીચે અમે ગુજરાતી કવિઓ અથવા ઉર્દુ કવિઓનાં કાવ્યો કે જે નીતિના નિયમોની સાથે સંબંધ રાખનાર છે તે ચુંટણી કરીને આપતા જઇશું, એવી ઉમેદથી કે તેનો લાભ અમારા બધા વાંચનારાઓ લેશે અને અમારા જુવાન વાંચનારાઓ તે કાવ્યો, મોંઢે પણ કરશે. પહેલી શરૂઆત મિ. મલબારીના પુસ્તક "આદમ અને તેની દુનિયા"-માંથી કરીએ છીએ.

કયું મુસ્તાક હો કે તું ફિરતા બિરાદર?
અયે દાના તવાના હોનાર તમે હાજર.
ચલે ગયે બડે ફિલસૂફાં પહેલવાનાં;
અરે દોસ્ત દાના તું હોગા દિવાના.

ન દાનાકા દાનાઇ હરદમ ટકેગી;
ન નેકાં બી હરદમ ગુજારેંગે નેકી.
કિસે યારી હરદમ ને દેતા જમાના;
અરે દોસ્ત દાના તું હોગા દિવાના.

કુવત પીલતનકા તું લે કે ફિરેગા
જમાના અચાનક શિકસ્ત આકે દેગા;
અકલકી નકલ બેઅકલ બસ બનાના
અરે દોસ્ત દાના તું હોગા દિવાના.

ગુજારે અવલ બચગીકી બાદશાહી;
હોનારત દરદ દેવે જમકી ગવાહી.
બેતાકાત, કીસ રાહ ઉઠાના સોલાના
અરે દોસ્ત દાના તું હોગા દિવાના.

ન દુનિયામેં તેરા હુવા, કો ન હોગા;
ન તું તેરા હોવે હસેગા વા રોગા
સિવા પાક દાદાર સબ કોઇ બેગાના;
અરે દોસ્ત દાના તું હોગા દિવાના.

—મલબારી



## ૩ નીતિવાળું કામ તે શું?

અમૂક કામ નીતિવાળું છે, એમ કહી શકાય? આ સવાલ કરવામાં નીતિવાળા અને અનીતિવાળા કામનો મુકાબલો કરવાનો હેતુ નથી, પણ કાર્યો કે જેની સામે કંઈ કહેવામાં આવતું નથી. અને જે કેટલાક નીતિવાન ગણેછે તે વિષે વિચાર કરવા જેવું છે. આપણાં ઘણાં કામોમાં ખસૂસ નીતિનો સમાવેશ થતો નથી. ઘણે ખરે ભાગે આપણે સાધારણ રીતરિવાજ મુજબ વર્તીએ છીએ. આ રૂઢિ પ્રમાણે ચાલવું એ બહુ વેળા જરૂરનું છે. તેવા નિયમો જાળવીએ નહિ, તો અંધાધુંધી ચાલે અને દુનિયાનો કારભાર બંધ થાય; પણ એમ રૂઢિ મુજબ ચાલવું તેને નીતિનું નામ આપવું એ મુનાસબ નહિ ગણાય.

નીતિવાળું કામ તે આપણું પોતાનું એટલે આપણી ઇચ્છાએ થયેલું હોવું જોઈએ. જ્યાં સુધી

સંચાના ભાગની માફક કામ કરીએ ત્યાં સુધી આપણા કામમાં નીતિ આવતી નથી. સંચાના ભાગ તરીકે આપણે કામ કરવું ઘટે અને કરીએ તે વિચાર નીતિવાન છે. કેમકે તેમાં વિવેક બુદ્ધિ આપણે વાપરીએ છીએ. આ સંચાઇ કામ અને તે કામ કરવાનો વિચાર કરવાપણું એ બેમાં ભેદ છે તે ધ્યાનમાં રાખવા જેવો છે. રાજા કોઈનો અપરાધ માફ કરે તે કામ નીતિવાળું હોઈ શકે. પણ માફીની ચિઠ્ઠી લઇ જનાર પટાવાળો રાજાએ કરેલી નીતિમાં સંચાઈ ભાગ છે. પણ પટાવાળો ચિઠ્ઠી લઇ જવી એ પોતાની ફરજ છે એમ જાણીને ચિઠ્ઠી લઇ જાય, તે કામ નીતિવાળું હોઈ શકે છે. જે માણસ પોતાની બુદ્ધિ અને મગજ વાપરતો નથી અને પૂરમાં જેમ લાકડું તણાયાં કરે તેમ તણાયો જાય તે માણસ નીતિ કેમ સમજે ? કેટલીક વખત રૂઢિની વિરૂદ્ધ થઇ પરમાર્થ કરવાના ઇરાદાથી માણસ કર્મ કરે છે. તેવો મહાવીર વેન્ડલ ફિલિપ્સ હતો. તેણે લોકોની પાસે ભાષણ કરતાં એક વેળા કહ્યું, "જ્યાં સુધી તમે તમારા પોતાના વિચાર કરતાં અને જણાવતાં નહિ શીખો ત્યાં સુધી મારે વિષે તમે શું ધારો છો તેની મને ચિંતા નથી." આમ આપણને આપણું અંતર શું કહે છે તેનીજ દરકાર રહે ત્યારેજ આપણે નીતિને પગથિયે પહોંચ્યા ગણાઇએ. આ સ્થિતિ સર્વના અંતર્યામી ઇશ્વર આપણા બધાં કાર્યનો સાક્ષી છે એમ આપણે માનીએ નહિ

અને અનુભવીએ નહિ, ત્યાં સુધી આપણને મળનારી નથી.

આ પ્રમાણે કરેલું કામ પોતે સારૂં છે, એટલું બસ નથી; પણ તે કામ આપણે સારૂં કરવાના ઇરાદાથી કરેલું હોવું જોઇએ. એટલે કે અમૂક કામમાં નીતિ છે કે નહિ તેનો આધાર કરનારના ઇરાદા ઉપર છે. બે માણસે તેજ કામ કર્યું હોય છતાં એકે કરેલું નીતિવાન ગણાય અને બીજાએ કરેલું નીતિરહિત હોઇ શકે. જેમકે એક માણસ બહુ દયા લાવીને ગરીબોને ખોરાક આપેછે. બીજો માન મેળવવાના ઇરાદાથી કે તેવા સ્વાર્થી વિચારથી તેજ કામ કરેછે. બંને કામ એકજ છે. છતાં પહેલાએ કરેલું નીતિવાન ગણાય અને બીજાએ કરેલ નીતિરહિત છે. આ ઠેકાણે વાંચનારે નીતિરહિત અને નીતિવાન એ બે શબ્દો વચ્ચે ભેદ છે તે યાદ રાખવાનું છે. એવું પણ બને છે કે નીતિવાળા કામની અસર સારી થયેલી હમ્મેશાં જોઇ શકાતી નથી. આપણે નીતિ વિષે વિચાર કરતાં એટલુંજ જોવાનું છે કે કરેલું કામ તે શુભ છે અને તે શુદ્ધ ઇરાદાથી થયું છે. તેના પરિણામ ઉપર આપણો અંકુશ નથી, ફળદાતા તો એકજ ઇશ્વર છે. શાહેનશાહ એલેકઝાંડરને ઇતિહાસકર્તાઓએ મહાન ગણેલો છે. તે જ્યાં જ્યાં ગયો ત્યાં ગ્રીક કેળવણી હુન્નર રિવાજો વગેરે તેણે દાખલ કર્યાં અને તેનું ફળ આપણે સ્વાદથી ચાખીએ છીએ, પણ એ બધું કરવાનો હેતુ મોટાઈ મેળવવાનો હતો એટલે

તેના કામમાં નીતિ હતી એમ કોણ કહી શકશે? તે ભલે મોટો કહેવાયો, પણ નીતિવાન નહિ કહી શકાય.

ઉપરના વિચારોથી સિદ્ધ થાય છે, કે નીતિવાળું હરેક કાર્ય શુભ ઈરાદાથી થવું જોઇએ, એટલુંજ બસ નથી, પણ તે વગર દબાણથી થવું જોઇએ. હું મારી ઑફીસે મોડો પહોંચું તો મારી નોકરી ખોઈ બેસું, એ ધાસ્તીથી વહેલો ઉઠું તેમાં કશીએ નીતિ રહેલી નથી. તેમજ મારી પાસે દોલત નહિ હોવાથી ગરિબાઈમાં અને સાદાઈમાં રહું તેમાં નીતિ નથી આવતી; પણ હું ધનવાન છતાં વિચારૂં કે મારી આસપાસ દરિદ્રતા અને દુઃખ જોઉં છું. એવે સમયે મારાથી એશઆરામ કેમ ભોગવી શકાય? મારે ગરિબાઈ તથા સાદાઈમાં રહેવુંજ જોઈએ. આમ થયેલી સાદાઈ તે નીતિવાન ગણાય. તેમજ નોકરો ભાગી જવાની ધાસ્તીથી તેઓની તરફ દિલસોજી બતાવવી અથવા તેઓને સારો કે વધારે પગાર આપવો તેમાં નીતિ નથી રહેતી. પણ તેનું નામ સ્વાર્થબુધ્ધિ છે. હું તેઓનું ભલું ઇચ્છું. અને આબાદીમાં તેઓનો ભાગ છે, એમ સમજી તેઓને રાખું તેમાં નીતિ હોઇ શકે. એટલે કે નીતિથી થયેલું કામ વગર જોરાવરીનું અને વગર ભયવાળું હોવું જોઇએ. ઇંગ્લેંડના રાજા કીંગ રિચર્ડે જ્યારે તેની પાસે આંખો લાલ કરી ખેડુતો જોરાવરીએ કેટલાક હકો માંગવા આવ્યા, ત્યારે પોતાના હાથે

હક-પત્રો લખી આપ્યા. જ્યારે ખેડૂતોનો ભય દૂર થયો, ત્યારે તે પત્રો જોરજુલમથી પાછા ખેંચી લીધા. આ કામમાં કોઈ એમ કહે કે રિચર્ડે કરેલું પહેલું કામ તે નીતિવાળું હતું અને બીજું અનીતિવાળું હતું, તો તે ભૂલ છે. રિચર્ડનું પહેલું કામ માત્ર ભયથીજ થયેલું એટલે તેમાં નીતિનો જરાયે અંશ નહતો.

જેમ નીતિવાળાં કામમાં ભય કે જોરાવરી ન હોવાં જોઇએ તેમ તેમાં સ્વાર્થ પણ ન હોવો જોઇએ. આમ કહેવાનો હેતુ એવો નથી કે જે કામોમાં સ્વાર્થ રહેલો છે તે નકામાં છે, પણ તેવાં કામને નીતિવાન છે એવી ઉપમા આપવી તે નીતિને ઝાંખ પહોંચાડવા જેવું છે. પ્રમાણિકપણું તે સારી " પોલિસિ " છે એમ સમજીને થયેલું પ્રમાણિકપણું લાંબો વખત નભી શકતું નથી. શેકસપિયર કહે છે કે " જે પ્રીતિ લાભ મળવાની નજરે થયેલી છે તે પ્રીતિ નથી."

જેમ આ દુનિયામાં લાભ મળવાના હેતુથી કરેલું કામ નીતિવાળું નહિ ગણાય તેમ પરદુનિયામાં લાભ મળશે એવી આશાએ થયેલું કામ પણ નીતિરહિત છે. સારૂં કરવું તે સારાનેજ ખાતર એમ સમજીને થયેલ કામ નીતિમાન ગણાય. મહાન ઝેવિયર થઇ ગયો તેણે એવી ઇબાદત કરેલી કે તેને સદાય સ્વચ્છ મન રહે. તેને મન ઇશ્વરભક્તિ તે મરણ પછી ભારે દશા ભોગવવાને ખાતર નહિ હતી પણ તેવી ભક્તિ

તે માણસનું કર્તવ્ય છે તેથી તે કરતો. મહાન ભક્તાણી થેરિસા પોતાના જમણા હાથમાં મશાલ અને ડાબા હાથમાં પાણીનો ટોપ રાખવા ઈચ્છતી. તે એમ જણાવવા કે મશાલ વડે સ્વર્ગનું સુખ પોતે બાળી નાંખે અને પાણી વડે દોજખનો તાપ ઓલવી નાંખે, જેથી માણસજાત દોજખના ભય વિના ખુદાની ઈબાદત કરે. એમ નીતિ સાચવવી તે મરણિયાનું કામ છે. મિત્રોની સાથે સત્ય જાળવવું અને દુશ્મનોને દાગ દેવો તે બાયલાપણું છે. ડરી ડરીને સારૂં કરનારા નીતિરહિતજ ગણાય. હેનરી કલેબક દયાળુ અને માયાળુ ગણાતો. તેણે પોતાની નીતિનો ભોગ પોતાના લોભને આપ્યો. ડેનિયલ વેસ્ટર એ નર બહાદુર હતો. તેના વિચારો ગંભીર હતા પણ પૈસાને સારૂ એક વેળા તે નમાલો થઇ બેઠો હતો. એક નીચ કામથી પોતાનાં બીજાં સારાં કામ ધોઇ નાંખ્યાં. આ ઉપરથી આપણે જોઈએ છીએ કે માણસની નીતિની પરીક્ષા કરવી તે કઠણ છે કેમકે તેનું મન આપણે પારખી શકતા નથી. તેમજ નીતિવાળું કામ શું એ સવાલ આ પ્રકરણની શરૂઆતમાં કર્યો તેનો જવાબ પણ આપણને મળી ચૂક્યો છે. તે નીતિ કેવા માણસો જાળવી શકશે એ આપણે અનાયાસે જોઇ લીધું.

## (ઉપરના વિષયોને લગતું કાવ્ય.)

હરિનો મારગ છે શૂરાનો કાયરનું નહિ કામ જોને;
પરથમ પહેલું મસ્તક મૂકી, વળતી લેવું નામ જોને;
સુત વિત્ત દારા શિશ સમર્પે, તે પામે રસ પીવા જોને;
સિંધુ મધ્યે મોતી લેવા, માંહિ પડ્યા મરજીવા જોને.
મરણ આગમે તે ભરે મુઠ્ઠી, દિલની દુગ્ધા વામે જોને;
તીરે ઉભા તે જૂએ તમાશો, તે કોડી નવ પામે જોને;
પ્રેમ પંથ પાવકમાં જ્વાળા, ભાળી પાછા ભાગે જોને;
માંહિ પડ્યા તે મહાસુખ માણે, દેખનારા દાઝે જોને.
માથા માટે મોંઘી વસ્તુ, સાંપડવી નહિ સહેલ જોને;
મહાપદ પામ્યા તે નર જીવ્યા, મૂકી મનનો મેલ જોને.

—કાવ્યદોહન.



## ૪ ઉત્તમ કાયદો શો છે?

કામો સારાં કે નઠારાં છે એ વિષે આપણે હમ્મેશાં અભિપ્રાય આપીએ છીએ. કેટલાંક કામોથી આપણે સંતોષ પામીએ છીએ. અને કેટલાક આપણને નારાજ કરે છે. અમૂક કામ સારૂં છે કે ખરાબ તેનો આધાર તે કામ આપણને લાભકારી છે કે નુકસાનકર્તા છે તેની ઉપર નથી. પણ તેની તુલના કરવામાં આપણે જૂદું જ ધોરણ રાખીએ છીએ. આપણા મનમાં કેટલાક વિચારો રમી રહેલા હોયછે, કે જેને આધારે બીજા માણસોના કામની પરીક્ષા આપણે કરીએ છીએ. એક માણસે બીજા માણસને કાંઈ નુકસાન કર્યું હોય તો તેની અસર આપણી ઉપર થાય અથવા ન થાય તો પણ આપણે તેને નઠારૂં ગણીએ છીએ. કેટલીક વખત નુકસાન કરનાર માણસની તરફ આપણી લાગણી હોય છે તે છતાં તેનું કામ નઠારૂં છે એમ કહેતાં આપણે જરાયે આંચકો ખાતા નથી. એમ પણ બને છે કે

આપણો અભિપ્રાય કેટલીક વેળા ખોટો પડે છે. માણુસોના હેતુ આપણે હમ્મેશાં જોઇ શકતા નથી અને તેથી ખોટી પરીક્ષા કરીએ છીએ. છતાં હેતુના પ્રમાણમાં કામની પરીક્ષા કરવામાં હરકત નથી આવતી. કેટલાંક નઠારાં કામોમાં આપણે લાભ મેળવીએ છીએ છતાં તે નઠારાં છે એમ આપણે મનમાં તો સમજીએ છીએ.

એટલે એમ સિદ્ધ થયું. કે ખરા ખોટાનો આધાર માણુસના સ્વાર્થ ઉપર નથી. વળી તેનો આધાર માણુસની ઇચ્છાઓ ઉપર પણ નથી. નીતિ અને લાગણી વચ્ચે હમ્મેશાં સંબંધ જોવામાં નથી આવતો. બચ્ચાંની ઉપર લાગણીને લીધે આપણે તેને અમૂક વસ્તુ આપવા માંગીએ છીએ, પણ તે વસ્તુને હાનિકારક હોય તો તે આપવામાં અનીતિ છે એમ સમજીએ છીએ.. લાગણી બતાવવી એ બેશક સરસ છે. પણ નીતિવિચાર વડે તેની હદ ન બાંધી હોય તો તે ઝેરરૂપ થઇ પડે છે.

આપણે એમ પણ જોઇએ છીએ કે નીતિના નિયમો અચળ છે. મતો ફર્યા કરે છે પણ નીતિ ફરતી નથી. આપણી આંખ ઉઘાડી હોય ત્યારે સુરજ દેખીએ છીએ; બંધ હોય ત્યારે સુરજ નથી દેખાતો. આમાં આપણી નજરમાં ફેરફાર થયો. નહિ કે સુરજના હોવાપણામાં. તેમજ નીતિના નિયમો વિષે સમ-

જવું. અજ્ઞાન દશાંમાં આપણે નીતિ ન સમજી શકીએ, એ બનવા જેવું છે. આપણી જ્ઞાનચક્ષુ જ્યારે ઉઘડે ત્યારે સમજતાં મુશ્કેલ પડતી નથી. માણસો ભાગ્યેજ હમ્મેશાં સારા તરફજ નજર રાખેછે તેથી ઘણી વેળા સ્વાર્થની નજરે જોઇ અનીતિને નીતિ કહે છે. એવો વખત તો હજુ હવે આવવાનો છે કે જ્યારે માણસો સ્વાર્થના વિચાર છોડી નીતિવિચાર તરફજ લક્ષ આપશે. નીતિની કેળવણી એ હજુ તદ્દન બાળપણાની સ્થિતિમાં છે. જેમ બેકન અને ડાર્વિન પહેલાં શાસ્ત્રની સ્થિતિ હતી, તેવી આજ નીતિની છે. માણસો ખરૂં શું છે તે જોવાને ઇન્તેજાર હતા. તેઓ નીતિ વિષય સમજવાને બદલે પૃથ્વી વિગેરેના નિયમો શોધવામાં રોકાયા હતા. એવો કયો વિદ્વાન આપણા જોવામાં આવ્યો છે કે જેણે ખંતથી દુઃખ વેઠી પોતાના આગલા વહેમોને એક કોરે મૂકી ખરી નીતિ શોધવામાં જીંદગી ગાળી હોય ? જ્યારે કુદરતી શોધ કરનારા માણસોની માફક નીતિની શોધ કરનામાં માણસો ગુલતાન રહેશે ત્યારે એમ માનીએ છીએ કે નીતિ વિષે વિચારો એકઠા કરી શકાશે. શાસ્ત્રના વિચારો વિષે માણસોમાં મતભેદ હજુ ચાલે છે તેટલે દરજ્જે નીતિના નિયમો વિષે થવા સંભવ નથી. છતાં કેટલીક મુદ્દત સુધી આપણે નીતિના નિયમો વિષે એક મત નંધરાવીએ એવો સંભવ છે. તેનો અર્થ એમ નહિ થયો કે ખરા ખોટાનો ભેદ સમજાય તેવું નથી.

ત્યારે આપણે જોયું કે માણસોના મન અને ઇચ્છાથી અલગ એવું કાંઈક નીતિનું ધોરણુ છે તેને આપણે કાયદો કહી શકીશું રાજ્યપ્રકરણી બાબતમાં આપણે કાયદા જોઇએ છીએ ત્યારે નીતિનો પણુ કાયદો શું કાંઇ ન હોય? તે કાયદો ભલે માણસલિખિત નથી. માણસલિખિત હોવો પણુ ન જોઈએ. અને જો નીતિનો કાયદો છે એમ આપણે કબૂલ કરીએ અથવા માનીએ તો જેમ રાજદ્વારી કાયદાને તાબે આપણે રહેવું પડે છે, તેમ આવા નીતિના કાયદાને તાબે રહેવું તે આપણી ફરજ છે નીતિનો કાયદો તે રાજ્યપ્રકરણી તેમજ ધંધાદારી કાયદાથી અલગ તેમ ઉત્તમ છે. ધંધાદારી કાયદા પ્રમાણે ન ચાલતાં હું ગરીબ રહું તેથી શું, એમ મારાથી કે કોઇથી કહી શકાશે નહિ.

એમ નીતિના નિયમ અને દુનિયાદારી નિયમ વચ્ચે મોટો ભેદ છે, કેમકે નીતિનો વાસ આપણા હૃદયમાં છે. અનીતિ આચરતો માણસ પણ પોતાની અનીતિ કબૂલ કરશે. જૂઠું તે સાચું કદિ નહિ થાય. અને જ્યાં પ્રજા બહુ દુષ્ટ હશે ત્યાં પણ જોકે માણસો નીતિના નિયમ નહિ પાળતા હોય, તોપણુ તે પાળવાનો ડોળ ધરાવશે; એટલે કે નીતિ જાળવવી જોઈએ એવું તો તેવા માણસોએ કબૂલ કરવું પડે છે. આવો નીતિનો મહિમા છે. આવી નીતિ તે રીતરિવાજ કે પ્રજામતની દરકાર કરતી નથી. જ્યાં સુધી પ્રજા મત અથવા

રીતરિવાજ નીતિના નિયમને અનુસરતા જોવામાં આવે ત્યાં સુધીજ નીતિવાન પુરૂષને તે બંધનકર્તા છે.

આવો નીતિનો કાયદો ક્યાંથી આવ્યો ? એ કંઇ રાજાઓ ઘડતા નથી. કેમકે જુદા જુદા રાજ્યમાં જુદા જુદા ધારાઓ જોવામાં આવે છે. સોક્રેટીસના વખતમાં જે નીતિ તે સાચવતો હતો તેની વિરૂદ્ધ ઘણા માણસો હતા છતાં જે નીતિ તેની હતી તે સદાય રહેલી છે અને સદાય રહેશે એમ જગત માત્ર કબૂલ કરે છે. અંગ્રેજી કવિ રૉબર્ટ બ્રાઉનિંગ કહી ગયો છે કે કદાચ કોઈ સેતાન દુનિયામાં દ્વેષ અને જુઠી આણ ફેરવે તો પણ ન્યાય ભલાઈ અને સત્ય તે તો ઇશ્વરીજ રહેવાનાં. એ ઉપરથી એમ કહી શકાય, કે નીતિનાં કાયદો એ સર્વોપરી છે અને ઈશ્વરી છે.

આવા કાયદાનો ભંગ કોઇ પ્રજા અથવા માણસ છેવટ સુધી કરી શકતા નથી. કહ્યું છે કે જેમ ભયંકર વંટોળીઆ પવન પણ છેવટે ઉડી જાય છે તેમ અનીતિમાન માણસો પણ નાશ પામે છે. ઍસિરિયા અને બૅબિલોનમાં જ્યારે અનીતિનો ઘડો ભરાયો કે તેવોજ તે ફુટ્યો. રોમે જ્યારે અનીતિ પકડી ત્યારે તેના મહાન પુરૂષો તેનો બચાવ નહિ કરી શક્યા. ગ્રીસની પ્રજા હુશિયાર હતી છતાં તે હુશિયારી અનીતિને ટકાવી શકી નહિ. ફ્રાન્સમાં બંડ થયું તે પણ અનીતિની સામે. તેમજ અમેરિકામાં ભલો વેન્ડલ ફિલિપ્સ કહેતો, કે અનીતિ રાજ્યગાદીએ બેસત

પણ ટકવાની નથી. આવો નીતિનો અદ્દભુત કાયદો જે માણસ પાળે છે તે ચઢે છે. જે કુટુમ્બ પાળે છે, તે નભી શકે છે. અને જે મંડળીમાં પાળવામાં આવે છે તે મંડળી વિસ્તાર પામે છે. જે પ્રજા એ ઉત્તમ કાયદો પાળે છે તે સુખ સ્વતંત્રતા અને શાંતિ ભોગવે છે.

(ઉપરના વિષયને લગતું કાવ્ય)

મન તુંહિ તુંહિ-બોલેરે, આ સુપના જેવુ તન તારૂં;
અચાનક ઉડી જાશે રે, જેમ દેવતામાં દારૂ.
ઝાકળ જળ પળમાં વળી જશે, જેમ કાગળને પાણી;
કાયાવાડી તારી એમ કરમાશે, થઇ જાશે ધૂળધાણી.
પાછળથી પસ્તાશેરે, મિથ્યા કરી મારૂં મારૂં.
કાચનો કુંપો કાયા તારી, વણસતાં ન લાગે વાર.
જીવકાયાને સગાઈ કેટલી, મૂકી ચાલે વનમોઝાર;
ફોગટ ફુલ્યાં ફરવુરે, ઓચિંતુ થાશે અંધારૂં.
જાયું તે તો સર્વે જવાનું, ઉગરવાનો ઉધારો;
દેવ ગાંધર્વ રાક્ષસને માણસ સઉને મરણનો વારો.
આશાનો મહેલ ઉંચોરે, નીચું આ કાચું કારભારૂં;
ચંચલ ચિત્તમાં ચેતીને ચાલો, ભાળો હરિનું નામ.
પરમોરથ જે હાથે તે સાથે, કરો રહેવાનો વિશ્રામ;
ધીરો ધરાધરથીરે, કોઇ નથી રહેનારૂં...........મન.

કાવ્યદોહન

# ૫ નીતિમાં ધર્મ સમાય ?

આ પ્રકરણનો વિષય કાંઇક વિચિત્ર ગણાશે. સામાન્ય વિચાર એવો રહે છે કે નીતિ અને ધર્મ એ જુદા વિષય છે; છતાં નીતિને ધર્મ ગણી વિચાર કરવાનો હેતુ આ પ્રકરણનો છે. આથી કેટલાક વાંચનારાઓ ગ્રંથકારને ગુંચવાડામાં પડેલો ગણશે. એ આરોપ, જેઓ એમ માનશે કે નીતિમાં ધર્મ સમાય નહિ, અને જેઓ એમ માનશે કે નીતિ હોય તો ધર્મની જરૂર નથી, એવા બન્ને પક્ષ મૂકશે. છતાં નીતિ અને ધર્મ વચ્ચે નિકટ સંબંધ છે એવું બતાવવાનો ગ્રંથકારનો નિશ્ચય છે. નીતિધર્મ અથવા ધર્મનીતિ ફેલાવનારી મંડળીઓ ધર્મને નીતિ દ્વારા માને છે.

એમ કબૂલ કરવું જોઈએ કે સામાન્ય વિચારમાં નીતિ વિના ધર્મ હોઈ શકે છે. એવા ઘણા દુરાચરણી પુરૂષો જોવામાં આવે છે કે જેઓ અઘોર કર્મ કરવા છતાં પોતે ધાર્મિક છે, એવો ફાંકો ધરાવે છે. તેથી ઉલટા મરહુમ મિ. બ્રેડલોના જેવા નીતિવાન માણસો

પડયા છે. કે જેઓ પોતાને નાસ્તિક મનાવવામાં અભિમાન રાખે છે અને ધર્મનું નામ પડતાં નાસે છે. આ બંન્ને મતવાળા માણુસો ભૂલ ખાય છે અને પહેલા મતવાળા તો ભૂલેલા છે, એટલુંજ નહિ પણ ધર્મને બ્હાને અનીતિ આચરી ભયંકર થઇ પડે છે. તેથી આ પ્રકરણમાં બતાવીશું કે બુદ્ધિ વડે અને શાસ્ત્રો વડે જોતાં નીતિ અને ધર્મ એકત્ર છે અને એકત્ર રહેવાં જોઇએ.

પૂર્વ નીતિ તે માત્ર સંસારી રીતિ હતી એટલે કે માણુસોએ ભેળા રહી કેમ ચાલવું જોઇએ એ વિચારીને વર્તન કરતા. એમ કરતાં કરતાં સારી રીતિ હતી તે કાયમ રહી અને નઠારી તે નાશ પામી, કેમકે જો નઠારી રીતિ નાશ ન પામે, તો તે પ્રમાણે ચાલનારાઓનો નાશ થાય છે. આ પ્રમાણે બનવું આપણે આજ પણ જોઇએ છીએ. સારા રિવાજો જાણે અજાણે માણસ ચલાવ્યા કરે તે નીતિ નહિ તેમ ધર્મ નહિ. છતાં ઘણે ભાગે દુનિયામાં જે કામો નીતિમાં ખપે છે તે ઉપર બતાવ્યા તે સારા રિવાજો છે.

વળી ધર્મનો ખ્યાલ પણ ઘણી વેળા માણુસના મનમાં માત્ર ઉપરટપકે રહે છે. કેટલીક વખત પોતાની ઉપર આવી પડતાં જોખમો દૂર કરવાને આપણે કાંઇક ધર્મ માનીએ છીએ. આમ ભયથી થયલી પ્રીતથી માણુસોએ કરેલાં કામો એ બધાં ધર્મ ગણવા એ ભૂલ છે.

પણ છેવટે એવો વખત આવે છે કે જ્યારે

માણસો ઇરાદાપૂર્વક વિચાર કરીને, નુકસાન થાય અથવા નહિ, મરે અથવા જીવે, છતાં દૃઢનિશ્ચયથી, યાહોમ કરીને, નીતિને રસ્તે પાછું મોઢું કર્યા વિના ચાલ્યા જાય છે; ત્યારે તેઓને નીતિનો રંગ ચઢ્યો ગણાય.

આવી નીતિ ધર્મ વિના કેમ નભી શકે? જો બીજા માણસને થોડુંક નુકસાન કરી હું મારો લાભ જાળવી શકું તો મારે તે નુકસાન કેમ ન કરવું? નુકસાન કરીને થતો લાભ એ લાભ નથી પણ નુકસાન છે એવો ઘુંટડો મને કેમ ઉતરે? બિસ્માર્કે જર્મનીને ઉપરથી દેખિતો લાભ આપવા સારૂ અઘોર કર્મ કર્યાં. એની કેળવણી ક્યાં જતી રહી? સામાન્ય વખતે નીતિનાં વચનોનો બાળકોની પાસે બકવાદ કરતો હતો તે વચનો ક્યાં ખોવાઈ ગયાં? તે યાદ કરીને તેણે કેમ નીતિ જાળવી નહિ? આ બધા સવાલોનો જવાબ દેખિતી રીતે આપી શકાય છે. એ બધી અડચણો આવી અને નીતિ ન સચવાઈ તેનું કારણ એજ કે એ નીતિમાં ધર્મ સમાયો ન હતો. જ્યાં સુધી નીતિ-બીજને ધર્મ રૂપી પાણીનું સિંચન નથી મળતું, ત્યાં સુધી અંકુર ફૂટતું નથી. પાણી વગરનું તે બીજ સૂકાયલુંજ રહે છે. અને જો લાંબો વખત પાણી વિના રહે તો નાશ પણ પામે છે. એટલે આપણે જોયું, કે ખરી નીતિમાં ખાસ ધર્મનો સમાવેશ થવો જોઇએ. એજ વિચાર બીજી રીતે મૂકતાં એમ કહી શકાય કે ધર્મ

વિના નીતિ જળવાય નહિ એટલે કે નીતિ ધર્મ રૂપે પાળવી જોઇએ.

આપણે વળી એમ જોઇએ છીએ કે દુનિયાના મોટા ધર્મોમાં નીતિના નિયમો વર્ણવેલા છે તે ઘણે ભાગે એકજ છે, ને તે ધર્મના પ્રચારકોએ એમ પણ સમજાવ્યું છે કે ધર્મનું મંડાણ તે નીતિ છે. જો આપણે પાયો ખોદી નાંખીએ તો ઘર તેની મેળે પડી ભાંગે છે, તેમ નીતિ રૂપી પાયો તૂટી પડે તો ધર્મ રૂપી ચણતર પણ ઝપાટાભેર જમીનદોસ્ત થાય છે.

ગ્રંથકાર એમ પણ જણાવે છે કે નીતિ એ ધર્મ છે એમ કહેવામાં બાધ નથી. ડોકટર કોઇટ ઇબાદત કરતાં એમ કહે છે કે "હે ખુદા! નીતિ શિવાય બીજો ખુદા મારે ન જોઇએ" વિચાર કરતાં આપણે જોઇશું કે મુખેથી ખુદા અથવા ઇશ્વર પોકારીએ અને બગલમાં ખંજર રાખીએ તો શું ખુદા કે ઇશ્વર કશી દાદ આપનાર છે? એક માણુસ ઈશ્વર છે એમ માનતો છતાં ઈશ્વરના બધાં ફરમાન તોડે છે અને બીજો માણુસ ઈશ્વરને નામથી ન ઓળખતાં, પોતાના કામથી તેને ભજે છે અને ઇશ્વરી કાયદાઓમાં તેના કર્તાને જાણે છે અને જાણીને તેના કાયદા પાળે છે. આ બે માણુસમાં કયો માણુસ આપણે ધર્મવાન્ અને નીતિવાન ગણુવો, એ સવાલનો જવાબ આપતાં એક ક્ષણભર પણ વિચાર કર્યા વિના આપણે ચોકસ

રીતે કહી શકીએ છીએ કે બીજો માણસજ ધર્મવાન અને નીતિવાન ગણાય.

( ઉપરના વિષયને લગતું કાવ્ય. )

દુહા.

પ્રભુ પ્રભુ પૂછત ભવ ગયો, ભયી નહિ પ્રભુ પિછાન,
ખોજત સારા જગ ફીરો, મિલે ન શ્રી ભગવાન.
સહસ્ત્ર નામસે સોચ કી, એક ન મિલો જવાબ,
જપ તપ કિના જન્મતક, હરીહરી ગીને હિસાબ.
સાધુ સંતોકો સંગ કિનો, બેદ પુરાન અભ્યાસ;
ફિરભી કછુ દરશન નહિ, પાયો પ્રાણ ઉદાસ.
કહોજી, પ્રભુ અબ કયું મિલે? સોચું જીકુ આજ;
જન્મ જુદાઈ યહ ભયી, કછુ નહિ સુઝત ઇલાજ.
અંતર્યામી તબ કહે, "કયું તું હોવે કૃતાર્થ ?
પ્રભુ ભકવત ફોકટ કરે, નિશદિન ઢુંઢત સ્વાર્થ ?"
મુખ "પ્રભુ" નામ પુકારતા, અંતરમે અહંકાર;
દંભી ઐસે દંભસે, દિનાનાથ મિલનાર ?
ઠગવિદ્યામાં નિપુણ ભયો, પ્રથમ ઠગે માબાપ,
સકલ જગતકું ઠગત તું, અંત ઠગ રહો આપ.
સુનતે શુદ્ધબુદ્ધ ભુલ ગઇ, પ્રકટયો પશ્ચાતાપ
ઉલટ પુલટ કરીને ભયો, આપહિ બાપો બાપ.

—બહેરામજી મલબારી.

# નીતિ વિષે ડાર્વિનના વિચારો.

## પ્રસ્તાવના.

આ પ્રકરણનો સાર આપતાં પહેલાં ડાર્વિન કોણ હતો તે જણાવી જવાની જરૂર છે. ડાર્વિન એ ગઈ સદીમાં ઘણો મહાન ગોરો થઈ ગયો. તેણે શાસ્ત્રની ઘણી મહાન શોધો કરેલી છે. તેની યાદશક્તિ અને તેની અવલોકનશક્તિ બહુ જબરદસ્ત હતી. તેણે કેટલાંક પુસ્તકો લખ્યાં છે તે બહુ વાંચવા તથા વિચારવા જેવાં છે. માણસની આકૃતિની ઉત્પત્તિ કેમ થઇ તે ઘણા દાખલા દલીલોથી તેણે બતાવ્યું છે કે એક જાતના વાંદરાઓથી થયેલી છે. એટલે કે ઘણી જાતના પ્રયોગો કરતાં અને ઘણું તપાસતાં એમ તેના જોવામાં આવ્યું છે કે માણસોની આકૃતિ અને વાંદરાની આકૃતિ વચ્ચે બહુ તફાવત નથી. આ વિચાર બરાબર છે કે નહિ તેની સાથે નીતિના વિષયને કંઈ ઘાડો સંબંધ નથી પણ ડાર્વિને ઉપરના વિચારો જણાવવાની સાથે નીતિના વિચારો માણસજાત ઉપર શી અસર કરે છે તે પણ જણાવેલું છે. અને ડાર્વિનના લખાણ ઉપર ઘણા વિદ્વાન માણસોની શ્રદ્ધા છે તેથી આપણા ગ્રંથકારે ડાર્વિનના અભિપ્રાયો ઉપર છઠું પ્રકરણ લખ્યું છે.

— ૬ —

જે સારૂં અને સાચું છે તે આપણી પોતાની ઇચ્છાથીજ કરવું તેમાં ખાનદાની રહેલી છે. માણસની ખાનદાનીની ખરી નિશાની એ છે કે તે પવનથી આમ તેમ ભટકતાં વાદળાંની માફક ધક્કા ખાવાને બદલે અચળ રહી પોતાને વાજબી લાગે તે કામ કરે છે અને કરી શકે છે.

તેમ છતાં આપણી વૃત્તિનું કયે રસ્તે દોરાવાનું વલણ છે તે જાણવું જોઇએ, આપણે દરેક રીતે આપણા મુખત્યાર નથી તે સમજીએ છીએ. આપણી બહારની કેટલીક સ્થિતિ છે તેને અનુસરીને ચાલવું જોઇએ છે. જેમકે જે મુલકમાં હિમાળાના જેવી ઠંડી પડતી હોય ત્યાં આપણી ઇચ્છા હોય કે નહિ છતાં શરીર ગરમ રાખવાને સારૂ આપણે રીતસર કપડાં પહેરવાં પડે છે; એટલે કે આપણે ડહાપણથી વર્તવું પડે છે.

ત્યારે એમ સવાલ ઉઠે છે કે આપણી બહારની આસપાસની સ્થિતિ તપાસતાં આપણે નીતિસર વર્તવું

પડે છે કે નહિ અથવા તો તેમાં નીતિ અને અનીતિ હોય કે નહિ તેની ફિકર નહિ એમ બને છે ?

આ સવાલનો વિચાર કરતાં ડાર્વિનના અભિપ્રાયની તપાસ કરવાની જરૂર પડે છે. ડાર્વિન જોકે નીતિના વિષય ઉપર લખનારો માણસ નહોતો, તોપણ તેણે બહારની વસ્તુઓની સાથે નીતિનો સંબંધ કેવો ઘાડો છે તે બતાવી આપ્યું છે. જે માણસો એમ ધારે છે કે માણસો નીતિ જાળવે કે નહિ તેની દરકાર નથી; અને દુનિયામાં માત્ર શરીરબળ અને માનસિક બળ એજ કામ આવે છે, તેઓએ ડાર્વિનનું લખેલું વાંચવું. ડાર્વિનના કહેવા પ્રમાણે માણસો અને બીજાં પ્રાણીઓમાં જીવતાં રહેવાની લાલચ રહે છે. તે એમ પણ કહે છે કે જેઓ એવી ઝપાઝપીમાં જીવી શકે છે તેજ જીત્યા ગણાય અને જેઓ લાયક નથી તેનો જડમૂળથી નાશ થાય છે. પણ આ ઝપાઝપી શરીરબળથી નભી શકતી નથી.

માણસ અને રીંછ અથવા ભેંસની સરખામણી કરીશું, તો આપણને માલુમ પડે છે કે શરીરબળમાં રીંછ અથવા ભેંસ માણસથી ચઢી જાય છે. અને જો તેમાંનાં એકની સાથે માણસ કુસ્તી કરે તો હારી જશે તેમ છતાં પોતાની બુદ્ધિ વડે માણસ વધારે બળીઓ છે. એમજ મુકાબલો માણસજાતમાં જુદી જુદી કોમ વચ્ચે આપણે કરી શકીએ છીએ.

લડાઈને વખતે જેની પાસે ઘણા બળીઆ અથવા તો સંખ્યાબંધ માણસો હોય છે તેજ જીતે છે એમ નથી, પણ જેની પાસે કળાકૌશલ્ય અને સરસ સરદાર હોય હોય છે તે થોડા અથવા નબળા હોય છતાં જીતે છે. આ દાખલા આપણે બુદ્ધિબળના જોયા.

ડાર્વિન એમ બતાવે છે કે બુદ્ધિબળ અને શરીરબળના કરતાં પણ નીતિબળ તે ચઢિયાતું છે, અને લાયક માણસ નાલાયક કરતાં વધારે નભી શકે છે. તે આપણે ઘણે પ્રકારે જોઇ શકીએ છીએ. કેટલાક માણસો એમ માને છે કે ડાર્વિને તો એવુંજ શીખવ્યું છે કે શૂરા એજ પૂરા એટલે કે માત્ર શરીરબળવાળાજ છેવટે તરી આવે છે. અને એમ ઉપરથીજ વિચાર કરનારા લેભાગુ માણસો માની બેસે છે, કે નીતિ એ તો કંઈ કામની નથી. પણ આ વિચાર ડાર્વિનનો બીલકુલ નથી. અસલના ઐતિહાસિક પુરાણુ ઉપરથી જોવામાં આવ્યું છે કે જે કોમો અનીતિવાન હતી તેનો આજે તદ્દન નાશ થઇ ગઈ ગયો છે. સોડમ અને ગમોરાના માણસો બહુ અનીતિવાળા હોવાથી તે દેશો જમીનદોસ્ત થઇ ગયા. આજ પણ આપણે જોઇ શકીએ છીએ કે જે પ્રજા અનીતિવાન છે તેનો નાશ થતો ચાલ્યો છે.

હવે આપણે કેટલાક સાદા દાખલા લઈને જોઇએ

કે સાધારણ નીતિ તે પણ માણસ જાતને નિભાવી રાખવામાં કેટલી જરૂરની છે. શાંત સ્વભાવ તે નીતિનો એક ભાગ છે, તે ઉપરથી જોતાં આપણને એમ લાગી આવશે કે મિજાજી માણસ આગળ વધી શકે છે. પણ સહેજ વિચાર કરતાં જોઇશું કે માણસની મિજાજ રૂપી તલવાર છેવટે પોતાનાજ ગળા ઉપર પડે છે. માણસે વ્યસન ન કરવું એ નીતિનો બીજો વિષય છે. આંકડાઓ તપાસતાં વિલાયતમાં એમ જોવામાં આવ્યું છે કે ત્રીસ વરસની ઉંમરના દારૂડીયા માણસો બીજા તેર કે ચૌદ વરસે કરતાં વધારે જીવતા નથી. પણ નિર્વ્યસની માણસ ૭૦ વરસ સુધી જીવે છે. વ્યભિચાર નહિ કરવો એ નીતિનો ત્રીજો વિષય છે. ડાર્વિને બતાવ્યું છે કે વ્યભિચારી માણસો બહુ ઝપાટાભેર નાશ પામે છે. તેઓને છોકરાં હોતાં નથી અને હોય તો નબળાં જોવામાં આવે છે. વ્યભિચારી માણસોનાં મન હીણ થઇ જાય છે અને જેમ જેમ દિવસ જાય તેમ તેઓનો દેખાવ ગાંડાના જેવો લાગે છે.

આપણે કોમોની નીતિ વિચારીશું તો પણ એજ સ્થિતિ માલુમ પડશે. આંદામાન ટાપુના માણસો પોતાની ઓરતોને તેનાં બાળકો હાલતાં ચાલતાં થાય કે તુરત તજી દે છે એટલે તેઓ પરમાર્થબુદ્ધિ બતાવવાને બદલે અત્યંત સ્વાર્થબુદ્ધિ બતાવે છે. પરિણામ એ આવ્યું છે કે તે પ્રજાનો ધીમે ધીમે નાશ થતો જાય

છે. ડાર્વિન બતાવે છે કે જાનવરોમાં પણ કેટલેક દરજ્જે પરમાર્થબુદ્ધિ જોવામાં આવી છે. બીકણ પક્ષીઓ પોતાનાં બચ્ચાંનું રક્ષણ કરવા જોરાવર થઇ જાય છે તે બતાવે છે કે જો પ્રાણી માત્રમાં પરમાર્થબુદ્ધિ થોડી ઘણી પણ ન હત તો દુનિયામાં ખડ અને ઝેરી વનસ્પતિ શિવાય ભાગ્યેજ જીવ હોત. માણસ અને બીજાં પ્રાણીમાં મુખ્ય તફાવત એ છે કે માણસ સૌથી વધારે પરમાર્થી છે, બીજાને સારૂં એટલે પોતાની નીતિના પ્રમાણમાં પોતાનાં બચ્ચાંને સારૂ, પોતાના દેશને સારૂ તે પોતાનો જાન કુરબાન કરતો આવ્યો છે.

એટલે ડાર્વિન ખુલ્લી રીતે બતાવે છે કે નીતિબળ તે સર્વોપરી છે. ગ્રીસની પ્રજા હાલની યૂરોપની પ્રજા કરતાં વધારે બુદ્ધિશાળી હતી, છતાં તે પ્રજાએ જ્યારે નીતિનો ત્યાગ કર્યો ત્યારે તેની બુદ્ધિ તેની દુશ્મન થઈ પડી; અને આજે એ પ્રજા જોવામાં પણ નથી આવતી. પ્રજાઓ નથી પૈસે નભતી, નથી લશ્કરે નભતી, પણ માત્ર નીતિના પાયા ઉપર ટકી શકે છે. એ વિચાર સદાય મનમાં રાખી પરમાર્થ રૂપી પરમ નીતિ આચરવી એ માણસ માત્રનું કામ છે.



— ૭ —

કેટલીક વખત એમ કહેવામાં આવે છે કે સઘળી નીતિમાં સાર્વજનિક કલ્યાણ સમાયેલું છે. આ વાત બરાબર છે. જેમકે જો ન્યાયાધીશમાં ન્યાયબુદ્ધિ હોય તો તેથી જે લોકોને ઈન્સાફી અદાલતમાં જવું પડે છે તેઓને સુખ મળે છે. તેમજ પ્રીતિ, માયા, ઉદારતા વગેરે ગુણો બીજાના પ્રસંગમાંજ બતાવી શકાય છે. વફાદારીનું જોર પણ એક બીજાના સંબંધમાં આવીનેજ આપણે જણાવી શકીએ છીએ. સ્વદેશાભિમાની વિષે તે કહેવુંજ શું હોય? ખરૂ જોતાં એમ માલમ પડશે કે નીતિનો એકે વિષય નથી કે જેનું પરિણામ નીતિ સાચવનારનેજ મળે. કેટલીક વેળા એમ કહેવામાં આવે છે કે સત્યતા વિગેરે ગુણોનો સામેના માણસની સાથે સંબંધ નથી. પણ આપણે જુઠું બોલી કોઇને છેતરીએ તેથી સામેના માણસને નુકસાન થશે એવું આપણે કબુલ કરવું પડે છે, તો સાચું બોલવાથી સામેના માણસને નુકસાન થતું અટકેછે એટલું આપણે કબુલ કરવુંજ જોઈએ.

તેમજ જ્યારે કોઇ માણુસ અમૂક કાયદા અથવા રિવાજ નાપસંદ કરી તેની બહાર રહે છે, ત્યારે પણ તેના કાર્યની અસર જનમંડળ ઉપર થાય છે. એવો માણુસ વિચાર—દુનિયામાં રહે છે. ને વિચારોને લગતી દુનિયા હજુ પેદા નથી થઇ. તેની તે દરકાર કરતો નથી. એવા માણુસને સારૂ, ચાલતું ધોરણ સારૂં નથી એવો વિચાર, તેવા ધોરણનો અનાદર કરવા બસ છે. તે માણુસ હમ્મેશાં પોતાના વિચાર પ્રમાણે બીજાઓનું વર્તન કરાવવા મચ્યો રહેશે. આમજ પેગમ્બરોએ દુનિયાનાં ચક્રોની ગતિ ફેરવી છે.

જ્યાં સુધી માણુસ સ્વાર્થી છે, એટલે બીજાના સુખની પરવા નથી કરતો ત્યાં સુધી તે જનાવરના જેવો અથવા તેથી ઉતરતો છે. માણુસ જનાવરથી ચઢે છે એમ આપણે જોઈ શકીએ છીએ, એ ત્યારેજ કે જ્યારે આપણે તેને પોતાના કુટુમ્બનો બચાવ કરતો જોઇએ છીએ. તે હજુ વધારે માણુસજાતમાં ત્યારે આવે છે કે જ્યારે પોતાના દેશને અથવા તો પોતાની કોમને પોતાના કુટુમ્બમાં ગણે છે. જ્યારે આદમ જાતને તેવી રીતે ગણે ત્યારે તેથી પણ ઉંચી પાયરીએ ચઢે છે. એટલે કે જેટલે દરજ્જે માણુસ માણુસ જાતની સેવામાં પછાત રહે છે, તેટલે દરજ્જે તે હેવાન છે અથવા તો અપૂર્ણ છે. મારી ઓરતને સારૂ, મારી કોમને સારૂ, મને દરદ થાય; પણ તેની બહાર-

ના માણુસને સારૂ કંઈ લાગણી ન થાય તો દેખીતું છે, કે મને માણુસ જાતનાં દુઃખની કદર નથી. પણ ઓરત, બચ્ચાં કે કોમ જેને મારાં માન્યાં છે તેને સારૂ ભેદબુદ્ધિએ કે સ્વાર્થબુદ્ધિએ કંઇક લાગણી થાય છે.

એટલે જ્યાં સુધી આપણા મનમાં દરેક માનવીને વિષે દયા ન વર્તે ત્યાં સુધી આપણે નીતિધર્મ નથી પાળ્યો ને નથી જાણ્યો. હવે આપણે જોઇએ છીએ કે ઉંચી નીતિ તે સાર્વજનિક હોવી જોઇએ. આપણા સંબંધમાં દરેક માણસ આપણી ઉપર આવો હક ધરાવે છે. એટલે કે આપણે સદા તેની સેવા કરવી એવી આપણી ફરજ છે. આપણો હક કોઈની ઉપર નથી એમ વિચારી આપણે વર્તવું જોઇએ. કોઇ એમ કહેશે કે તેવું કરનાર માણુસ આ દુનિયાના ઝપાટામાં આવી કચરાઈ મરશે તો તે વાત માત્ર અજ્ઞાનપણે કરશે. કેમકે એવી એકનિષ્ઠાથી સેવા કરનાર માણુસને હમ્મેશાં ખુદાએ બચાવી લીધો છે એવો જગતપ્રસિદ્ધ અનુભવ છે.

આવી નીતિના ધોરણ પ્રમાણે માણુસ માત્ર સરખા છે. તેનો અર્થ કોઈ એમ ન કરશો કે દરેક માણુસ એક સરખો હોદ્દો ભોગવે છે; અથવા એકજ જાતનું કામ કરે છે. પણ તેનો અર્થ એ થાય છે કે જો હું મોટો હોદ્દો ભોગવતો હોઉં, તો તે હોદ્દાની જવાબદારી ઉઠાવવાની મારામાં શક્તિ છે. તેથી મારે છકી જવાનું

નથી, અને એમ નથી માનવાનું કે બીજા માણસો ઓછી જવાબદારી ઉઠાવનારા મારાથી હલકા છે. એક સરખાપણું તે આપણા મનની સ્થિતિ ઉપર આધાર રાખે છે. જ્યાં સુધી આપણા મનની એ સ્થિતિ ન થાય ત્યાં સુધી આપણે પછાત છીએ.

આ નિયમ પ્રમાણે એક પ્રજા પોતાના સ્વાર્થને સારૂ બીજી પ્રજાની ઉપર રાજ્ય ભોગવી શકતી નથી. અમેરિકાના અસલ વતનીઓને હલકા પાડી અમેરિકાના લોકો રાજ્ય ચલાવે છે એ નીતિવિરૂદ્ધ વાત છે. ઊંચી પ્રજા નીચી પ્રજાના પ્રસંગમાં આવે તો તેવી પ્રજાને પોતાના જેવી કરવાની તેની ફરજ છે. એજ નિયમ પ્રમાણે રાજા તે પ્રજાનો ઉપરી નથી પણ નોકર છે. અમલદારો તે અમલ ભોગવવાને નથી પણ પ્રજાને સુખી કરવા સારૂ છે. પ્રજાસત્તાક રાજ્યમાં જો લોકો સ્વાર્થી હોય તો તે રાજ્ય નકામું સમજવું.

વળી એક રાજ્યમાં વસનારા અથવા એક કોમના માણસોમાં આપણા નિયમ પ્રમાણે બળીઆ માણસોએ દુર્બળનું રક્ષણ કરવાનું છે, નહિ કે લોકોને કચરવા આવા કારભારની અન્દર ભૂખમરો હોઇ શકતો નથી તેમ અત્યંત તવંગરપણું પણ હોઇ શકતું નથી. કેમકે આપણે આપણા પાડોશીનું દુઃખ જોયા કરીને સુખી રહીએ તેમ બનવાકાળ નથી. પરમ નીતિનું ધોરણ સાચવનાર માણસથી પૈસો એકઠો કરવાનું બનવાનું

નથી. આવી નીતિ જગતમાં થોડી જોવામાં આવે છે, એમ સમજી નીતિવાનને ગભરાવાનું નથી. કેમકે તે પોતાની નીતિનો ધણી છે, તેના પરિણામનો નથી. નીતિ નહિ આચરે તો દોષવાન ગણાશે; પણ તેનું પરિણામ જનમંડળ ઉપર નહિ થાય તો તેનો દોષ કોઈ કાઢનાર નથી.



# ૮ સમર્પણ.

" હું જવાબદાર છું." "આ મારી ફરજ છે." આવો વિચાર માણસને હલાવી નાંખે છે. અને અજાયબી પમાડે છે. આપણને ગેબી અવાજના પડઘા કાનમાં હમ્મેશાં પડયા કરે છે. " હે માનવી, આ કામ તારૂં છે. તારે પોતાને હાર અથવા જીત મેળવવાની છે. તારા જેવો તુંજ છે. કેમકે કુદરતે બે સરખી વસ્તુ ક્યાંયે બનાવી નથી. તારે બજાવવાની ફરજ છે તે તું નહિ બજાવે તો આ જગતના સરવૈયામાં ખોટ આવ્યાજ કરશે."

આવી ફરજ મારે બજાવવાની શી છે? કોઇ કહેશે કે—

આદમકો ખુદા મત કહો, આદમ ખુદા નહિ;<br>
લેકિન ખુદાકે નૂરસે, આદમ જુદા નહિ.

અને કહેશે કે ઉપરની બેત પ્રમાણે હું ખુદાનું નૂર છું એમ માની બેસી રહેવું. બીજો માણસ કહેશે કે મારે મારી આસપાસના માણસો તરફ લાગણી બતાવી ભાઇચારો રાખવો, ત્રીજો કહેશે કે માબાપની સેવા કરવી, બાયડી છોકરાં સંભાળવાં, ભાઇ બેન મિત્રો

તરફ બરાબર વર્તવું. પણ આ બધા ગુણોમાં મારે મારી પોતાની તરફ તેવીજ રીતે વર્તવું એ વળી મારી સમસ્ત ફરજનો ભાગ છે. જ્યાં સુધી હું મને પોતાને નહિ ઓળખું ત્યાં સુધી હું બીજાને કેમ ઓળખી શકીશ ? અને જેને હું નથી ઓળખતો તેને માન પણ કેમ આપી શકીશ ? ઘણાઓ એમ માનવા લાગ્યા છે કે માણસે બીજાના સંબંધમાં આવીને રીતસર વર્તવું જોઈએ; પણ જ્યાં સુધી આપણે તેવા સંબંધમાં આવતા નથી ત્યાંસુધી આપણી મરજી પ્રમાણે જેમ ફાવે તેમ વર્તી શકીએ છીએ. આમ જે માણસ માનતો હોય તે વગર સમજ્યે બોલે છે. દુનિયામાં રહી કોઇ પણ માણસ નુકસાન કર્યા વિના આપખુદીથી વર્તી શકતો નથી.

હવે આપણે જોઇએ કે આપણી ફરજ આપણી પોતાની તરફ શી છે. પ્રથમ તો આપણી એકાંતની વર્તણુકની ખબર આપણા સિવાય બીજાને હોતી નથી. એવી વર્તણુકની અસર આપણી ઉપર થાય તેથી આપણે જવાબદાર છીએ, એટલુંજ બસ નથી; પણ એથી બીજાઓ ઉપર અસર થાય છે તેથીએ આપણે જવાબદાર છીએ. દરેક જણે પોતાના જુસ્સાઓ ઉપર દાબ રાખવો જોઇએ. અને સદા પોતાનાં શરીર મન સ્વચ્છ રાખવાં જોઇએ. એક મહાન પુરૂષ કહે છે કે હરકોઇ માણસની ખાનગી ચાલચલગત મને જણાવો, અને હું તે માણસ કેવો થશે અને કેવો છે તે તુરત

કહી શકીશ. આવાંજ કારણસર આપણે આપણી ઇચ્છાઓ લગામમાં રાખવી ઘટે છે; એટલે કે આપણે દારૂ નહિ પીવો જોઈએ; અકરાંતિયાપણું નહિ કરવું જોઇએ; નહિ તો છેવટે આપણે શક્તિહીન થઇ આબરૂ ગુમાવશું. જે માણસ વિષયોથી દૂર રહી, પોતાનાં શરીર, મન, બુદ્ધિ અને જીવની રખેવાળી નથી કરતો તે માણસ બહારનાં કામોમાં ફાવી શકતો નથી.

આમ વિચાર કરતો માણસ પોતાની અંતરવૃત્તિઓ સાફ રાખી હવે વિશેષ વિચારે છે કે એ વૃત્તિઓનો ઉપયોગ શું કરવો? કંઇ પણ નિશ્ચય ધારણા જીંદગીમાં હોવી જોઈએ. જો જીંદગીનું કર્તવ્ય શોધી તે તરફ આપણે વલણ ન રાખીએ તો આપણે સુકાન વિનાના વહાણની માફક ભરદરિયામાં ગોથાં ખાઈએ, ઉંચામાં ઉંચુ કર્તવ્ય એ છે કે આપણે માણસ જાતની સેવા કરવી અને તેની સ્થિતિમાં સુધારો કરવામાં ભાગ લેવો. આમાં ખરી ઈશ્વરસ્તુતિ—ખરી બન્દગી આવી જાય છે. જે માણસ ખુદાનાં કામ કરે છે તે ખુદાઈ પુરૂષ છે. ખુદાનાં નામ લેનારા ઢોંગી ધુતારા ઘણાએ રખડે છે. પોપટ નામ લેતાં શીખે છે તેથી એને કોઈ ખુદાઇ કહેતું નથી, માણસ જાતને સ્થિતિસર મૂકવાની નેમ રાખવી તે વળી બધા માણસો પાળી શકે છે. વકીલ તેવી ધારણાથી ધંધો કરી શકે છે. વેપારી એ ધારણા ઉપર વેપાર કરી શકે છે. એવી નેમ પાળે તે માણસ કદિ નીતિધર્મથી ચળતો નથી;

કેમકે તેમાંથી ચળીને માણસજાતને ચઢાવવાની ધારણા પાર પડી શકતી નથી.

આપણે તપસીલવાર વિચારીએ. આપણે નિરંતર તપાસવું પડે છે કે આપણી રહેણી સુધારનારી કે બગાડનારી છે. વેપાર કરનાર વેપારી દરેક સોદો કરતાં વિચારશે કે પોતે પોતાને અથવા બીજાને ઠગે છે કે નહિ. વકીલ વૈદ ઉપલા ઉત્તમ ધોરણ ઉપર ચાલતાં અસીલ અને દર્દી વિષે વધારે વિચાર કરશે. મા પોતાનાં બાળકને ઉછેરતાં હમ્મેશાં ડરીને ચાલશે કે રખેને એ બાળક ખોટા હેતથી કે પોતાના બીજા સ્વાર્થને લીધે બગડે. તેવા વિચારોથી મજૂરી કરતો મજૂર પણ પોતાના કર્તવ્યનો ખ્યાલ કરીને રહેશે. આ બધાનો સાર એ આવ્યો કે જો મજૂર પોતાનો ભાગ નીતિ નિયમને વળગીને બજાવશે તો આપખુદીથી રહેનારા ધનાઢ્ય વેપારી વૈદ કે વકીલ કરતાં વધારે સારો ગણુશે. મજૂર એ ખરો સિક્કો છે. અને પેલા સ્વાર્થી માણસો વધારે અક્કલવાળા અથવા તો પૈસાદાર છતાં ખોટા સિક્કા બરાબર છે. એટલે વળી આપણે જોઈએ છીએ, કે ઉપલી નેમ પૂરી પાડવામાં હરકોઈ માણસ ગમે તે પદવીમાં રહીને શક્તિવાન છે. માણસની કિમ્મત તેની રહેણી ઉપર છે, તેની પદવી ઉપર નથી. આવી રહેણીની પરીક્ષા તેનાં બહારનાં કામોથી નથી થતી પણ તેની અંતરવૃત્તિ જાણુવાથીજ થાય છે. એક માણસ ગરીબ માણસને પોતાની નજરેથી દૂર કરવાને સારૂ

ડોલર આપે. બીજો તેની દયા ખાઇ હેતેથી અરધો ડોલર આપે. અરધો ડોલર આપનાર માણુસ તે ખરો નીતિમાન છે અને ડોલર આપનારો તે પાપી છે.

આ બધાનો સાર એ નીકળ્યો, કે જે માણુસ પોતે શુદ્ધ છે, દ્વેષ કરતો નથી, ખોટો લાભ કોંઇનો લેતો નથી, હમ્મેશા પવિત્ર મન રાખી વર્તે છે, તેજ માણુસ ધાર્મિક છે, તેજ સુખી છે, અને તેજ પૈસાદાર છે. તેનાથીજ માણુસજાતની સેવા બની શકે છે. જે દિવાસળીમાં દેવતા નહિ હોય તે બીજાં લાકડાં કેમ સળગાવી શકશે ? જે માણુસ પોતે નીતિ નથી પાળતો તે બીજાને શું શીખવશે ? પોતે ડુબતો બીજાને કેમ તારી શકે ? નીતિનાં આચરણ કરતો માણુસ દુનિયાની સેવા કેમ કરવી એમ કહિ સવાલ ઉઠાવતો નથી. કેમકે એ સવાલ તેને ઉઠતો નથી. મૅથ્યુ આરનોલ્ડ એમ કહે છે કે "એક દહાડો મારા મિત્રને સારૂ હું તન્દુરસ્તી, જીત અને કીર્તિ ઇચ્છતો. હવે તેવું ઇચ્છતો નથી; કેમકે તે હોય યા ન હોય તેની ઉપર મારા મિત્રનાં સુખ દુઃખનો આધાર નથી. તેથી હવે હું સદાય એમ ઇચ્છું છું કે તેની નીતિ હમ્મેશાં અચળ રહે." એમર્સન કહે છે કે ભલા માણુસનું દુઃખ તે પણ તેઓનું સુખ છે. અને ભૂંડાનો નો પૈસો, તેની કીર્તિ પણ તેઓને અને દુનિયાને દુઃખ રૂપ છે.

## ( ઉપરના વિષયને લગતું કાવ્ય. )

ગર બાદશાહ હોકર અમલ, મુલ્કો ફિરા તો કયા હુવા ?
દો દિનકા રનસિંગા બજા, ભૂં ભૂં હુવા તો કયા હુવા ?
ગુલશોર મુલ્કો માલકા કોસોં હુવા તો કયા હુવા ?
યા હો ફકીર આઝાદકે રંગો હુવા તો કયા હુવા ?
ગર યું હુવા તો કયા હુઆ, ઓર વું હુવા તો કયા હુવા ? (૧)

દો દિન તો યેહ ચર્ચા હુવા, ઘોડા મિલા હાથી મિલા,
બએઠા અગર હોવે ઉપર, યા પાલખીમેં જા ચઢા,
આગે કો નકકારે નિશાં પિછેકો ફ્રૌજોકા પરા;
દેખા તો ફેર એક આનમેં હાથી ન ઘોડા ના ગધા.
ગર યું હુવા તો કયા હુવા, ઓર વું હુવા તો કયા હુઆ ? (૨)

અબ દેખ કીસકો શાદ હો ઓર કીસપે આંખે નમ કરે ?
યેહ દિલ બિચારા યેહ કહે, કીસકીસકા અબ માતમ કરે ?
યા દિલકો રોવે બેઠકર, યા દર્દો દુઃખકો કમ કરે ?
વાંકા એહી તુફાન હયે, અબ કીસકી જૂતિ કમ કરે ?
ગર યું હુવા તો કયા હુવા, ઓર વું હુઆ તો કયા હુઆ. ? (૩)

ગર તું "નઝીર" અબ મર્દ હયે, તો જાલમેં ભી શાદ હો.
દસ્તારમેં ભી હો ખુશી, રૂમાલમેં ભી શાદ હો.
આઝાદગી ભી દેખલે, જંજાલમેં ભી શાદ હો.
ઇસ હાલમેં ભી શાદ હો, ઉસ હાલમેં ભી શાદ હો
ગર યું હુવા તો કયા હુવા, ઓર વું હુઆ તો કયા હુઆ ? (૪)

—નઝીર.

સ ર્વો દ ય<br>
ર્વો        દ<br>
દ        ર્વો<br>
ય દ ર્વો સ

# પ્રસ્તાવના.

પશ્ચિમ દેશમાં સાધારણ રીતે એમ માનવામાં આવે છે, કે વધારે માણસનું (મેજોરીટીનું) સુખ—તેનો ઉદય—એ વધારવાનું માણસનું કામ છે. સુખ એટલે માત્ર શારીરિક સુખ, પૈસાટકાનું સુખ એવો અર્થ કરવામાં આવે છે. એવું સુખ મેળવવામાં નીતિના નિયમોનો ભંગ થાય તેની ખાસ દરકાર કરવામાં આવતી નથી. તેમજ વધારે માણસોનું સુખ જાળવવું એવો હેતુ રાખ્યો છે. તેથી જો થોડાને દુઃખ દઇને વધારેને સુખ અપાય તો તેમ કરવામાં હરકત છે એમ પશ્ચિમના લોકો માનતા નથી. એવું માનતા નથી તેનું પરિણામ આપણે પશ્ચિમના બધા મુલકોમાં જોઇએ છીએ.

વધારે માણસનું શારીરિક અને પૈસાટકાનું સુખ હોય એજ શોધવું એવો ખુદાઇ કાયદો નથી. અને જો તેટલુંજ શોધવામાં આવે, ને નીતિના નિયમોનો ભંગ થાય તો તે ખુદાઈ કાયદાથી વિરૂદ્ધ છે એવું કેટલાક પશ્ચિમના ડાહ્યા પુરૂષોએ બતાવ્યું છે; તેમાં મરહુમ જોન રસ્કીન એ મુખ્ય હતો. તે અંગ્રેજ હતો. ઘણોજ વિદ્વાન માણસ હતો. તેણે હુન્નર કળા

